



# Shree Vaishnava Dharma Mani Ratna Mala.

# શ્રીવૈષ્ણવ ધર્મ મણિરત્નમાળા.




कृष्णे रताः कृष्णमनुस्मरंति ।
रात्रौ च कृष्णं पुनरुत्थिता ये ॥
ते भिन्नदेहाः प्रविशन्ति कृष्णं ।
हविर्यथा मंत्रहुतं हुताशे ॥ पां॰गी॰ ॥

લેખક-તંત્રી શાસ્ત્રી નર્મદાશંકર ભાનુશંકર-બલસાર.

સંવત ૧૯૬૯ શ્રાવણકૃષ્ણ અષ્ટમી.

# લક્ષ્યબિંદુ.

આ રત્નનું લક્ષ્ય, आयुःक्षणलवमात्रं न लभ्यते हेमकोटिभिः क्वापि ॥ કરોડો મણ સુવર્ણ આપીએ તથાપી એક ક્ષણ જેટલું પણ આયુષ્ય મળતું નથી માટે અમુલ્ય આયુષ્યનો અસત્ય માર્ગે વ્યય ન કરતાં જેમ બને તેમ પ્રભુની ભક્તિ કરી સત્કર્મ કરી સદુપયોગ કરિ શકાય એજ છે.

લે૦ શાસ્ત્રી ન૦ ભા૦ વલસાડકર.

## વિષયાનુક્રમણિકા.

શ્રીગણેશાયનમઃ

॥ विजयते श्रीबालकृष्णः प्रभुः ॥

ઐહિક અને પારલૌકિક કલ્યાણમાર્ગને બતાવનારા

ધર્મરહસ્યને સ્પષ્ટ કરતી.

# શ્રીવૈષ્ણવધર્મ મણિરત્નમાળા.

લેખક—તંત્રી શાસ્ત્રી નર્મદાશંકર ભાનુશંકર વલસાડકર.

રત્ન—૩




## વૈષ્ણવ કોને કહેવા.

न चलतिनिजवर्णधर्मतोयः सममतिरात्मसुहृद्विपक्षपक्षे ।

नहरति न च हन्ति किंचिदुच्चैः स्थिरमनसं तमवेहि विष्णुभक्तम् ॥

કે જે પોતાના વર્ણાશ્રમધર્મથી ચલાયમાન થતો નથી તથા જે શત્રુમિત્રમાં સમાન બુદ્ધિ રાખે છે, કોઇ વખત પણ ભેદબુદ્ધિ રાખતો

નથી, પારકનું દ્રવ્ય વિગેરે હરતો નથી તથા કોઇને હણતો નથી, અને જે સ્થિરમન રાખે છે તેને વૈષ્ણવ જાણવો. પ્રિયવાંચક ! એપરથી સ્પષ્ટ સમજાશે કે જેઓ સંતોષિ છે, ઇંદ્રિયોને નિયમમાં રાખનાર છે, સત્ય બોલે છે, પાપાચરણ કરતા નથી, પવિત્રતાથી રહે છે, અન્ય ધર્મનો તિરસ્કાર કરતા નથી અને પ્રભુની ભક્તિમાં સદા જે મગ્ન રહે છે તે વૈષ્ણવ. પરંતુ બહારથી ઢોંગ કરનારા અંદર પાપવૃત્તિથી ભરેલા, આખો દિવસ અસત્ય પ્રપંચ મચવાતો કરનાર, દેવમંદિરોમાં દર્શનના નિમિત્તથી વિષયવાસનાઓને તૃપ્ત કરવા ભમનારા અને ધર્મનું રહસ્ય સમજ્યાવિના આમ તેમ દોડનારા એવાઓને વૈષ્ણવ ન કહેતાં વૈષ્ણવ-ધર્મને કલંક લગાડનારા જાણવા. કારણ પોતાને મોઢે પોતે વૈષ્ણવ છે એમ કહેવાથી વૈષ્ણવ બનાતું નથી. જેમ સોનાના અલંકારને આપણે સૌવર્ણ ( સુનાનો ) અલંકાર કહિએ છીએ પણ લોખંડથી બનાવેલી વસ્તુને સોનાનો અલંકાર છે એમ કહેતા નથી અને કહિ પણ ન શકાય તેમજ શ્રીવિષ્ણુના ભક્ત વૈષ્ણવ બનવામાટે તેમના જેવા પોતાની સત્તાપ્રમાણે સાત્વિક ગુણો રાખવા જોઇએ. શાસ્ત્ર પણ કહે છે કે, देवो भूत्वा देवं यजेत् । દેવતા જેવા થઇને દેવની ઉપાસના કરવી. માટે વૈષ્ણવ બનવા સદાચારપુરઃસર ધર્મપ્રમાણે રહેવું એ પ્રત્યેકનું કર્તવ્ય છે. જેઓ વેદ અને ધર્મશાસ્ત્રની આજ્ઞાપ્રમાણે વર્તન રાખી સદાચાર પાળતા નથી તેવાઓ ભક્તિ કરે તો પણ તેના ઉપર પરમાત્મા પ્રસન્ન રહેતા નથી. એ શ્રીભગવાનજ પોતે વિષ્ણુપુરાણમાં કહે છે કે, श्रुतिस्मृती ममैवाज्ञे यस्तु उल्लंघ्य वर्तते । आज्ञाच्छेदी मम द्रोही न मद्भक्तोऽपि वैष्णवः ।

વેદ અને ધર્મશાસ્ત્રમાં કહેલ ધર્મોરૂપી મારી આજ્ઞાનું જેઓ ઉલ્લંઘન કરીને વર્તે છે, તેને મારી આજ્ઞાનું ચ્છેદન કરનારો અને મારો તે

દ્વેષી જાણવો. તે ઉપરથી મારો ભક્ત જણાતો હોય તોપણ તેને વૈષ્ણવ જાણવો નહિ. માટે જો વૈષ્ણવ બનવું હોય તો સદાચાર પાળો, સત્ય બોલો, કોઈની પણ નિંદા ન કરો. દેવ, બ્રાહ્મણ અને ગુરૂ ઉપર શ્રદ્ધા રાખો તથા શુદ્ધ અંતઃકરણથી પ્રભુ ભક્તિ કરો.

---

## ઉપવાસ—શા માટે કરવો?

—:※:—

શાસ્ત્રકારોએ પ્રત્યેક કર્મના બે ફલો બતાવેલા છે. દૃષ્ટફલ અને બીજું અદૃષ્ટફલ. તેમાં કે કેટલાક કર્મોના દૃષ્ટફલ હોય છે અને કેટલાએકના અદૃષ્ટફલ હોય છે. દૃષ્ટફલ એટલે જે નજરોનજર જોઇ શકાય તે. જેમ કે અગ્નિને સ્પર્શ કર્યો હોય તો દાહ થાય, વિષ પીધું હોય તો મૃત્યુ થાય. એ, દૃષ્ટફલ અને જે કર્મ કરવાથી થતું ફલ આપણાથી ન જોઈ શકાય તે, અદૃષ્ટફલ. જેમકે, स्वर्गकामोऽश्वमेधेन यजेत् ॥ १० ॥ સ્વર્ગની ઇચ્છાવાળાએ અશ્વમેધ આદિ યજ્ઞો કરવા. હવે ઉપર કહિ આવેલા બે ફલોમાંથી દૃષ્ટફલ અનુભવથી મેળવાય છે, પરંતુ અદૃષ્ટફલ મેળવવા સારૂં અદૃષ્ટ ફલ જનક યજ્ઞ આદિ કર્મ પ્રતિપાદક શાસ્ત્રોના વચનઉપર શ્રદ્ધા રાખી તે તે કર્મો જરૂર કરવાં. કારણ શાસ્ત્રકારોના પ્રત્યેક વચનોમાં ઊંડું મનુષ્યનું કલ્યાણજ સમાયલું હોય છે. જેમ કે, सर्वश्रीहरं प्रोक्तं निशायां दधिभोजनम् ॥ રાત્રીના જો દહીં ખાધું હોય તો ઘરમાંથી સર્વ લક્ષ્મી નાશ પામે છે. એ કહેવાનું કારણ રાત્રીનાં ચંદ્ર ઉદય થતો હોવાથી ચો તરફ શીતલતાના પરમાણુઓ રહેછે વળી દરેક ઈંદ્રિયો પણ દિવસના શ્રમથી મંદ બનેલી હોય છે તેમાં જો દહીં ખાધું હોય તો જરૂર જ્વર વીગેરે દોષો ઉત્પન્ન થયાવિના રહે નહી. એ દોષો (દુઃખ) થી બચાવવાને લક્ષ્મી નાશ થાય એવો શાસ્ત્રે ભય બતાવ્યો. જો સામાન્ય કહ્યું હોત તો તેથી જોયતી અશર ન થાય. એવીજ જેમાં

લાભ તથા પુણ્ય સમાયેલું છે એવો ઉપવાસ દરેક વ્રતોમાં ધર્મશાસ્ત્રે કરવાનો કહ્યો છે ઉપવાસ એટલે सर्व भोग विवर्जनम् ॥ સર્વભોગોના ત્યાગ કરવે અને તે દિવસે કેવળ પ્રભુના ચરણામૃતનું પાન કરીને રહેવું એ ઉપવાસ. કે જે કર્યાથી ઉત્તમ પદ પ્રાપ્ત કરાય છે. વખતે શંકા થશે કે ઉત્સવોને દિવસે તો સારૂં સારૂં ભોજન જમી, આખો દિવસ આનંદમાં ગાળવો જોઇએ તો પછી તે દિવસે ઉપવાસ કરવાનું કેમ કહ્યું " તેનું સમાધાન " ઉપવાસ એ એક તપશ્ચર્યાનું અંગ ગણાય છે. પ્રભુના જન્માદિક પવિત્ર દિવસો બીજા દિવસો કરતાં અતિ પવિત્ર ગણેલા છે. તેમાં જો ધ્યાન, તપ, અથવા સત્કર્મ કર્યું હોય તો તે જલદી ફલ આપે છે પરંતુ તે તે કર્મોમાં આલસ્ય, ન થવા માટે તથા એકાગ્ર મન રહેવા માટે અન્નભક્ષણ વિગેરે ઉપભોગો ત્યાગ કરવાના છે, કારણ નિરંતર વિષયોમાં લાગેલું મન નિરાહાર રહેવાથી ( ન ખાવાથી ) પોતાને વશ થાય છે એટલે જેમાં મનને જોડવું હોય તેમાં જોડી શકાય છે. જેમ આહાર ન મલવાથી ક્ષીણબલવાળા વ્યાઘ્રને તેનો ખેલાડી જેમ દોરવાધારે તેમ દોરી શકે છે. વળી જેમ, મદિરા તેનું પાન કરનારને મહોન્મત્ત બનાવી કોઈ પણ કાર્ય સફલ થવા દેતી નથી તેમજ અન્ન વિગેરે પદાર્થો ખાવાથી એક જાતનું શરીરમાં વિષ ઉત્પન્ન થાય છે જેનાથી શરીરમાં રહેલા સર્વ જ્ઞાનતંતુઓ જાડા બની કરવા યોગ્ય કાર્યમાં અશક્ત બને છે અને તેથી કામક્રોધાદિક દોષો ઉત્પન્ન થઇ સત્કર્મનો નાશ કરે છે. માટે ઉપવાસને દિવસે ઈંદ્રિયનિગ્રહ કરવા તથા પ્રભુના ચરણકમલમાં બરોબર ચિત્તને સ્થાપન કરવા અન્નાદિકનો ત્યાગ કરવો ( ઉપવાસ કરવો ). વ્રતના દિવસે પ્રભુના ચરણામૃતનું જ પાન કરી આખો દિવસ તેમના ભજનમાં ગાળવો. અશક્તવાનથી જો ન રહિ શકાય તો થોડો સાત્વિક ફલાહાર કરવી પરંતુ ઉપવાસ એટલે થોડું થોડું દિવસે આવતી ઉજાણી, એવો અર્થ કરી તે દિવસે સારો સારો ભારી પદાર્થ બનાવી બેવડો ત્રેવડો ખાવો નહિ. ગીતામાં

શ્રીકૃષ્ણે અર્જુન પ્રતિ કહ્યું છે કે, विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ॥ નિરાહાર રહેનારના સર્વે વિષયો ( દુષ્ટ દોષો ) નાશ પામે છે. વળી ભવિષ્ય પુરાણમાં કહે છે કે, એપ્રમાણે केवलेनोपवासेन तस्मिन्जन्मदिने मम । सप्तजन्मकृतात्पापात् मुच्यते नात्रसंशयः મારાજન્માદિક પવિત્ર દિવસોએ ઉપવાસ કરવાથી સાત જન્મમાં કરેલા પાપથી મુક્ત થાય છે. એમાં સંશય કરવો નહિ. કેમ કે संशयात्मा विनश्यति ॥ गी० ॥ શાસ્ત્રવચનો ઉપર અવિશ્વાસ રાખનાર નાશ પામે છે અને તેવા અર્ધદગ્ધની ત્રિશંકુ જેવી નહિ આપાર કેનહિ પેલેપાર તેવી ગતી થાય છે. હવે ઉપવાસ કરવાને કહેતું શાસ્ત્રવચન આયુર્વેદ ( વૈદક ) નો પણ મલતું છે તે શું કે રોજ અન્ન જમવાથી શરીરમાં એક જાતનો અપચો થાય છે તેથી જીર્ણજ્વરાદિક રોગો જન્મ પામે છે માટે, માસમાં બે ત્રણ દિવસ લંઘન કરવું જોઇએ જેથી ઉદરનો અગ્નિ પ્રદિપ્ત થઇને અપચારૂપ રહેલા મલને નાશ કરે છે એમ વૈદક શાસ્ત્રમાં પણ કહે છે કે लंघनं दोषनाशनम् । લંઘન કરવાથી ( ન જમવાથી ) રોગો મટે છે. આ, લૌકિક દૃષ્ટફલ છે અને ઉપવાસ કરવાથી પ્રભુનું પદ પ્રાપ્ત કરાય છે એ અલૌકિક અદૃષ્ટ ફલ છે પ્રિય વૈષ્ણવ ? એપરથી સ્પષ્ટ સમજાશે કે ઉપવાસ બે ફલને આપે છે એક તો શરીરની આરોગ્યતા કરે છે અને બીજું પુણ્ય આપી ઉત્તમ પદના અધિકારી બનાવે માટે ઉપવાસ દરેક વ્રતોના દિવસે કરવો.

## જન્માષ્ટમી નિર્ણય.

શાસ્ત્રકારોએ, શ્રીકૃષ્ણાષ્ટમી અને જન્માષ્ટમી એ બે વ્રતો જુદા માનેલા છે. તેમાંથી સ્માર્તો ( શૈવો ), શ્રીકૃષ્ણજયંતિનું વ્રત કરે છે

અને વૈષ્ણવો જન્માષ્ટમીનું વ્રત કરે છે. શ્રી કૃષ્ણજયંતિ એટલે कृष्णाष्टम्यां भवेद्यत्र कलैका रोहिणी यदि । जयंति नाम सा प्रोक्ता उपोष्या सा प्रयत्नतः ॥ वह्नि पु० ॥ કૃષ્ણપક્ષની અષ્ટમીએ એક કલામાત્ર, પણ જો રોહિણી નક્ષત્ર થાય તો તેને કૃષ્ણજયંતિ જાણવી તેમાં પ્રયત્નથી ઉપોષણ કરવું. એ વચનને આધારે સ્માર્તો જયંતિવ્રત કરે છે. તેઓ સપ્તમીએ મધ્યરાત્ર વ્યાપિની અષ્ટમી હોય અને તે દિવસે થોડું પણ રોહિણી નક્ષત્ર હોય તો તે સાતેમનેજ વ્રત કરવાને યોગ્ય માને છે. કારણ તેઓ વ્રતાદિકમાં ઉદયાત્ તિથીનો આગ્રહ કરતા નથી.

---

## વૈષ્ણવોએ વ્રતોમાં ઉદયાત્ તિથિ લેવી.



કારણ જે તિથિ સૂર્યોદય વખતે એક કલાક મુહુર્ત પણ જો હોય તો તેજ વ્રતાદિકમાં શ્રેષ્ઠ માનેલી છે એ માટે ભવિષ્યપુરાણમાં કહ્યું છે કે, व्रतोपवासस्नानादौ घटिकैकापि या भवेत् । उदये सा तिथिर्ग्राह्या विपरीता तु पैतृके ॥ વ્રત, ઉપવાસ સ્નાન વિગેરે કર્મોમાં જે તિથિ સૂર્યોદય વખતે એક ઘડી પણ આવતી હોય તે લેવી અને પિતૃકાર્યમાં એટલે શ્રાદ્ધમાં મધ્યાન્હવ્યાપિની તિથિ લેવી, એ વિગેરે અનેક પ્રમાણો ઉદયાત્ તિથિ લેવાને માટે હોવાથી વૈષ્ણવોએ ઉદયાત્ તિથિમાં વ્રતો કરવા તેમજ જન્માષ્ટમી પણ ઉદયાત્ લેવીએ માટે શ્રી વલ્લભાચાર્યજી 'તત્વદીપનિબંધ' માં તથા શ્રી ભાગવતની સુબોધિની ટીકામાં જણાવે છે કે, जन्माष्टमी तु सूर्योदयानंतर सप्तमी चेत् तदा त्याज्या ।

સૂર્યોદય વખતે અને પછી જો સાતેમ હોય તો તે દિવસે જન્માષ્ટમી વ્રત ન કરવું. અને તે દિવસનો ત્યાગ કરવો તે પ્રમાણે પદ્મપુરાણમાં કહ્યું છે કે જો એક કલા, કાષ્ટા કે, મુહૂર્ત પણ અષ્ટમી સૂર્યોદય વખતે હોય તો તેનોમવાળી લેવી પણ સપ્તમીવાળી અષ્ટમી ન લેવી નવમીને દિવસે થોડી પણ આઠેમ હોય તો તે સંપૂર્ણ આઠેમ ગણાય છે વળી બ્રમ્હવૈવર્તમાં કહ્યું છે કે સાતેમવાળી આઠમનો વ્રતમાં ત્યાગ કરવો. રોહિણી નક્ષત્રવાળી પણ સપ્તમીના વેધવાળી અષ્ટમી જો હોય તો ન કરવી. આવા શાસ્ત્રોના પ્રમાણોથી વૈષ્ણવોએ જન્માષ્ટમીઆદિ વ્રતોમાં ઉદયાત્ તિથિ લેવી.

---

## શ્રીકૃષ્ણજન્માષ્ટમી વ્રત.—

---

પ્રત્યેક શ્રાવણ કૃષ્ણ અષ્ટમીને જન્માષ્ટમી કહે છે

એ દિવસે જન્માષ્ટમી વ્રત કરવાનુ છે. જ્યારે આ વિશ્વમાં અધર્મનો અતિ વિસ્તાર થયો તેમજ સર્વે અધર્મ કૃત્યો કરનારા નવા, કપટી દૈત્યોએ ઋષિ, બ્રાહ્મણ અને ભક્તોના પુણ્ય કૃત્યોનો નાશ કરવા માંડયો તથા કંસ જેવા ખલ રાજાઓના પાપકૃત્યના ભારથી પૃથ્વી પીડાવવા લાગી તે વખતે ધર્મનું રક્ષણ કરવા, પૃથ્વીનો ભાર ઉતારવા તથા परित्राणाय साधुनां विनाशाय च दुष्कृतां धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे । गी० ॥ સજ્જનોનું રક્ષણ કરવા દુષ્ટોનો નાશ અને ધર્મનું સ્થાપન કરવા યુગયુગમાં હું અવતારો ધારણ કરૂં છું. એ પોતાના પ્રતિજ્ઞા વચનને તથા વસુદેવ અને દેવકીજીને પૂર્વજન્મમાં તેમને ત્યાં પુત્ર

રૂપે અવતરવાને આપેલા વચનને—વરદાનને સત્ય કરવા પરમાત્મા શ્રી કૃષ્ણચંદ્ર गतेर्धरात्रसमये सुप्ते सर्वजने निशि । भाद्रेमास्यसितेपक्षेऽष्टम्यांब्रह्मर्क्ष-संयुजि ॥ सर्वग्रहशुभे काले प्रसन्नहृदयाशये । जवि रासंनिवेनैव रूपेण सावनि-पते ॥ भविष्यपु० ॥ શ્રાવણમાસ કૃષ્ણપક્ષની અષ્ટમીને બુધવારે મંગલમય મધ્યરાત્રીના સમયે દેવકીજીથી પ્રગટ થયા તે વખતે સર્વે ગ્રહો શુભગતિ યુક્ત હતા, ઉત્તમ રોહીણી નક્ષત્ર અને વૃષભનો ચંદ્ર હતો જે વખતે શ્રીકૃષ્ણચંદ્રનો જન્મ થયો તે સમયે સર્વે દિશાઓ પ્રસન્ન થઇ. સર્વે જનોના હૃદયો આનંદમય બન્યા. એ અતિપુણ્યકર પ્રભુના જન્મ દિવસે સર્વે જનોયે ઉપવાસ કરવો અને પરમાત્માની ભક્તિયુક્ત અન્તઃકરણ-થી ઉપાસના કરવી તથા क्षमा सत्यं दया दानं शौचमिन्द्रियनिग्रहः देवपूजा च हवनं संतोषःस्तेयवर्जनम् । એ દિવસે ક્ષમા રાખવી, સત્યતાથી રહેવું, પ્રાણિમાત્ર ઉપર દયા રાખવી, સત્પા-ત્રોને દાન આપવું, પવિત્રતા પાળવી,

## ॥ श्रीकृष्णजन्मचक्रम् ॥




ઇંદ્રિયનો નિગ્રહ કરવો, શ્રીકૃષ્ણની પ્રતિમાનું પૂજન કરવું, હોમ કરવો, સંતોષ રાખવો અને ચોરી વિગેરે પાપકૃત્યો કરવા નહી. વળી એ દિવસે પોતાને ઘેરે તથા પ્રભુના દેવમંદીરમાં મોટો ઉત્સવ કરવો.એમાટે શ્રીભગવાને શ્રીભાગવતમાં કહ્યું છે કે. मज्जन्मकर्मकथनं मम पर्वानुमोदनम् । गीतताण्डववादित्रगोष्ठिभिर्मद्गृहोत्सवः ॥ મારા પવિત્ર જન્મ તથા કર્મનું વર્ણન કરવું. મારા જન્માષ્ટમી વિગેરે ઉત્સવોને અનુમોદન આપવું. ગીત, નૃત્ય તથા વાદ્યો વગાડવા તથા મારી પવિત્ર કથાઓ જેમાં

થતી હોય એવી સભાઓથી મારા મંદિરોમાં ઉત્સવ કરવો. યમ, નિયમ પાળવો, રાત્રીના ના જાગરણ કરવું અને મધ્યરાત્રીએ (જન્મ સમયે) ઘેરે અથવા મંદિરમાં જઇને પોતાની શક્તિપ્રમાણે ભેટ ધરી પ્રભુના દર્શન કરવા. દિવસના પ્રભુના ગુણાનુવાદોનું શ્રવણ કરવું આ જન્માષ્ટમીનુ સર્વ પાપને ભસ્મ કરનારૂં વ્રત બાલકથી આરંભી સર્વએ કરવું.

શ્રીકૃષ્ણનો જન્મ બ્રહ્માના બીજા પરાર્ધના શ્વેતવારાહ કલ્પમાં સાતમાં વૈવસ્વત મન્વતરમાં ૨૮ મહાયુગમાં હેલા દ્વાપરયુગના ૮,૬૩૯૦૦ વર્ષો ગયા પછી થયો હતો જેને હાલ ૫૧૧૪ વર્ષ થયા છે. પ્રભુ શ્રીકૃષ્ણચંદ્રે અનેક પવિત્ર ચરિત્રો કર્યા છે જેનું વર્ણન કરવાને કોઇ પણ શક્તિવાન્ નથી તેમા આ ચરિત્રો મુખ્ય છે. આદૌ. देवकीदेवगर्भजननं गोपीगृहे वर्धनं मायापुत नजीवितापहरणं गोवर्धनोद्धारणम् ॥ कंसच्छेदनकौरवादिहनने कुंतीसुतापालनं एतत् भागवतं पुराणकथितं श्रीकृष्णलीलामृतम् ॥ પ્રથમ શ્રી દેવકીજીથી અવતાર ધારણ કરી પછી યશોદાજીને ત્યાં વૃદ્ધિ પામ્યાં ત્યાં બાલ્યાવસ્થામા અત્યન્ત માયિક કૃત્ય કરનારી રાક્ષસી પુતનાનો પ્રાણ હર્યો. પોતાના સંબંધિઓનુ રક્ષણ કરવા અને ઇંદ્રનો ગર્વ ઉતારવા ગોવર્ધન પર્વત એક આંગળીથી ધારણ કર્યો. ખલ એવા કંસનો નાશ કર્યો તથા અન્યાયિ કૌરવોનો ક્ષય કરીને પાંડવોનું રક્ષણ કર્યું. એ વિગેરે લીલાઓથી શ્રીમદ્ભાગવત ભરેલુ છે એ જાણવા શ્રીમદભાગવતનુ શ્રવણ કરવું.

---

## વ્રતનો પ્રભાવ.

# પિશાચ યોનિથી સત્યજીતની મુક્તિ.



यस्तु मोहान्न कुरुते याति संसारगह्वरे ॥ જે મનુષ્ય અજ્ઞાનથી જન્માષ્ટમીનું વ્રત કરતો નથી તે વારંવાર, જન્મમરણરૂપી દુઃખ જે માંછે એવા સંસારને પામેછે એમાં એક પુરાતન એવો ઇતિહાસ છે કે અંગદેશમાં મિત્રજીત્ નામનો રાજા હતો તેને સત્યજીત્ નામનો માહાન્ તેજસ્વી, સત્ય માર્ગમાં રહેનારો પુત્ર હતો કેજે પ્રજાનુ પોતાની પ્રજા માફક પાલન કરી નાના પ્રકારે તેની પ્રીતિ મેળવતો ધર્મથી રાજ્ય કરવા લાગ્યો. એ પ્રમાણે વર્તાતે સત્યજીત્‌ને પોતાના દુર્દૈવના યોગથી એક વખત પાખંડિઓનો નાસ્તિકોનો સમાગમ થયો અને તે ઘણા દિવસ રહયો. તે પાખંડિ દુર્જનોના સમાગમથી તેની ધાર્મીક બુદ્ધિ નાશ પામી ને ચાર્વાક જેવો નાસ્તિક થઈ ગયો. દિવસે દિવસે અધર્મ કરવા લાગ્યો તેમજ વેદ, શાસ્ત્ર, પુરાણની નિંદા કરનારો તથા બ્રાહ્મણ અને ધર્મનો દ્વેષી બન્યો, એવિ રિતે કેટલોક વખત જતાં કાળેકરીને સત્યજીત્ મરણ પામ્યો તેને યમદુતો રસ્તામાં મારતા પીડાતા યમરાજાની પાસે લઇ ગયા અને અનેક પાપો કરેલા હોવાથી માહાન્ ભયંકર નરકમાં નાખ્યો તેમાં તેણે અનેક પ્રકારના દુઃખો ભોગ્યા પછી કૈંક પાપો બાકી રહેલા હોવાથી પિશાચ થયો અને અતિ દુઃખ ભોગવા લાગ્યો એક વખત ક્ષુધાતૃષાથી પીડાતો પૃથ્વીમાં ભટકતો તે, એક વણિકના શરીરમા પેઠો અને તેની સાથે મથુરા ગયો

ત્યાં પણ તેને સુખ ન મળ્યું કારણ, મથુરાના મંત્રવેત્તાઓએ મંત્રના બળથી વણિકના શરીરમાંથી નશાડયો. આપ્રમાણે રહેવાના સ્થાનવિનાનો દુઃખ પામતો આમતેમ ભટકતો તે પિશાચ એક દિવસે રૂષિઓના આશ્રમમાં ગયો ત્યાં, પૂર્વ જન્મમના કૈંક સત્કર્મથી જન્માષ્ટમીનું વ્રત થતું જોયું તેમજ શ્રીહરીની પૂજાના દર્શન કર્યાં તે દિવસે રાત્રીના જાગરણ કર્યું એ પુણ્યથી તે સત્યજીત્ તત્કાલ શુદ્ધ મનવાળો અને નિષ્પાપ થઈ પ્રેતદેહને છોડી ઉત્તમ દેહને ધારણ કરીને વિષ્ણુના દુતે આણેલા વિમાનમાં બેસી ભગવાનની પાસે વૈકુંઠમાં ગયો. આવું ઉત્તમ જન્માષ્ટમીનું વ્રત દરેકે કરવું. આ કથા ભવિષ્યપુરાણમાં શ્રીકૃષ્ણે યુધિષ્ઠરને કહિ હતી.

---

## અમર થવાનો ઉપાય.

—:*:—

रागद्वेषादिनां हंतासोऽमृतत्वाय कल्पते ॥

विद्ययामृत मश्नुते ॥ ईशा० उ० ॥

અમર થવાનો ઉપાય એજ છે કે, શાસ્ત્રોની, સત્પુરૂષોની અને ગુરૂઓની ધાર્મિક આજ્ઞાપ્રમાણે ચાલી, પ્રભુના ચરણારવિંદમાં મનને અનન્ય ભાવથી સ્થાપન કરવું અને રાગ, દ્વેષ આદિ દોષોવાળી વાસનાનો ત્યાગ કરવો. કારણ કામ, ક્રોધ, લોભ આદિ દોષોરૂપી મણકાઓ જેમાં પરોવેલા છે એવી વાસના (તૃષ્ણા) રૂપી સોનાની માળા જેના કંઠમાં હોવી નથી એટલે જેઓ કામક્રોધ વિગેરે દોષોવાળી વાસનાનો જય કરે છે

( ત્યાગ કરે છે ) તેઓને મૃત્યુ બાધ કરતું નથી. જેમ હાર આદિ અલંકારના ત્યાગકર્તાને ચોર મારતા નથી. એથી સ્પષ્ટ સમજાશે કે સર્વે દોષોને, સર્વે વિઘ્નોને ઉત્પન્ન કરનારી વાસનાનો નાશ કરવો એજ મૃત્યુ તરવાનો ઉપાય છે, વાસના એટલે આટલું મારે ધન છે. હવે પછી એના કરતા પણ વધારે મને મળશે, આને મેં હણ્યો. હું ઘણોજ ધનવાન છું. મારા જેવો કોણ છે. મને સર્વે વશ થાય તેમ કરવું જોઈયે. આનું અનિષ્ટ થાય તો બહુ સારૂં એપ્રમાણે નાના પ્રકારની શાસ્ત્રમાર્ગથી વિરૂદ્ધ ઇચ્છા કરવી. એ વાસનાએ જેના મનમાં ઉત્પન્ન થઈ કે તરતજ કામ, ક્રોધ વિગેરે દોષો તે માણસને ઘેરી લેછે અને ઘોર દુઃખ આપિ તેનો નાશ કરે છે, માટે શાસ્ત્રજ્ઞાનથી યુકત ભકિત રૂપી ખડ્ગથી વાસનાનો નાશ કરવો. હવે વાસના નાશ એનું નામજ વિદ્યા છે કે જે विद्ययामृतमश्नुते ॥ ईशा० उ० ॥ વિદ્યા વડે—તત્ત્વવસ્તુના વિચાર વડે અમર થવાય છે. એમ ઉપનિષત્‌માં પણ કહ્યું છે. પ્રિય વાંચક! તમારે જો અમર થવું હોય તો તૃષ્ણા વિનાના થઈને કામ, ક્રોધ આદિનો ત્યાગ કરો. એ માટે શ્રીકૃષ્ણ કહે છે કે, त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ॥ कामक्रोधस्तथालोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥ હે અર્જુન, આત્માને નાશ કરનારા નરકના દ્વાર કામ, ક્રોધ અને લોભ આ ત્રણ છે માટે એ ત્રણેનો નાશ કરવો. કારણ, કામરૂપી પાણી જેને તિલની માફક પીલતી નથી તેને મૃત્યુ મારતું નથી. જે રાગ, દ્વેષરુપી હલાહલ વિષથી ભરપૂર છે અને મનરૂપી દરમાં રહે છે એવો લોભરુપી અજગર જેને ગળતો નથી તેને મૃત્યુ મારતુ નથી. જે, ક્રોધરૂપી વડવાનલ અગ્નિ. જે વિવેકરૂપી જલનું પાન કરી જાય છે ને શરીરરૂપી સાગરમાં રહે છે તે જેને બાળતો નથી તેને મૃત્યુ મારતુ નથી. માટે જેમ બને તેમ કામ ક્રોધાદિકનો ત્યાગ કરી સત્ય આચરણપ્રમાણે ચાલી પ્રભુની ભકિતમાં મગ્ન રહો તો જરૂર અમર થશો.

# સદ્બોધ વચનમાળા.

—✱—

૧. સત્કર્મ આદિ કાર્યો અહંતા મમતા છોડી કરવાં અને તેમાં ફલની ઇચ્છા ન રાખતાં તે પ્રભુને અર્પણ કરવાં.

૨. પરમાત્માની દૃઢ શ્રદ્ધાથી ભક્તિ કરવી. ભક્તિ કરનાર ઉપર પ્રભુ કોઈ વખત આપત્તિ આવવા દેતા નથી.

૩. અનન્ય ભાવથી ભજન કરનારની પ્રભુ પોતેજ ચિન્તા રાખે છે.

૪. ઉન્નતિ ઇચ્છનારે, નિદ્રા, તંદ્રા, ભય, ક્રોધ અને આલસ્યને તજી સદા સજ્જનનો સંગ કરવો.

૫. ઉન્નતિ ઇચ્છનારે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને માત્સર્ય એ ૭ મહા શત્રુઓને મિત્ર બનાવવા.

## ૭ મહા શત્રુઓને મિત્ર બનાવવાની યુક્તિ.

ઉપર જણાવેલા ૭ શત્રુઓ મનુષ્યને ધર્મમાર્ગથી ભ્રષ્ટ કરી વારંવાર જન્મમરણરૂપી ઉંડા કુવામાં નાખે છે. માટે એને મિત્ર બનાવી અશુભ ગતિએ જતા અટકાવી શુભગતિવાળા કરવા એ પ્રત્યેકનું કર્તવ્ય છે. કારણ પોતાની ઉન્નતિનું અથવા પડતીનું મનુષ્ય પોતેજ કારણ હોય છે. आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥ પોતેજ પોતાનો શત્રુ છે અને પોતેજ પોતાનો મિત્ર છે. માટે પોતાનું કલ્યાણ થવા, કામ આદિનો શુભ ઉપયોગ કરતા શીખવું જુઓ,

૧. કામ ( પ્રેમ ) નો ઉપયોગ વિષયસુખો ભોગવવામાં, વ્યભિચાર કરવામાં, કે પાપકૃત્ય આચરવામાં કરશો તો જરૂર, કામ શત્રુ થઇ તમારી અધોગતી કરશે. માટે તેમ ન કરતા, સ્થાવર, જંગમ વિશ્વમાં વ્યાપીને રહેલા પરમાત્માને જોવામાં, તેમને મેળવવામાં, તેમને પ્રસન્ન કરવામાં અને તે પ્રભુની સાથે આધ્યાત્મિક રમણ કરવાને જો કામનો ઉપયોગ કરશો તો જરુર એ કામ શત્રુતા છોડીને સંપૂર્ણ સહાય કરનાર મિત્ર થશે.

૨. ક્રોધનો ઉપયોગ કોઇનું અશુભ કરવામાં, કોઇને હણવામાં, રંકોને દુઃખ દેવામાં કે પ્રાણીહિંસામાં જો કરશો તો એ ક્રોધ શત્રુ થઇને તમારૂં અવશ્ય અહિત કરશે. પરંતુ તેમ ન કરતાં હું મનુશ્ય છું તો પછી સત્કર્મ કાં ન કરી શકું, સત્ય કેમ ન બોલી શકું, ઉત્તમ પદ કેમ ન મેળવું, ધ્રુવ પણ એક મનુષ્યજ હતા અને તે વળી બાલ્યાવસ્થામાં હરિને તેમણે પ્રસન્ન કર્યા હતા, તેવો હું પણ એક મનુષ્ય છું તો પછી તેમ કાં ન કરી શકું જરૂર મારે પણ કાંઈ શુભ કરવુંજ જોઈએ. એ પ્રમાણે પોતાના વર્તનને સુધારવામાં ક્રોધનો ઉપયોગ કરવો. તો એજ, તમારો મિત્ર બની તમને પ્રભુનું કૃપાપાત્ર બનાવશે.

૩. લોભ નો ઉપયોગ દ્રવ્ય મેળવીને નો સદુપયોગ નકરતાં તે મળેલા દ્રવ્યનો સંચય કરવામાં, પરનું દ્રવ્ય હરવામાં કે ખોટી કીર્તી મેળવવામ જો કરશો, તો એ લોભ તમારો, શત્રુ થઇને નાશ કરશે. જેમ પક્ષીઓ જાળમાંનાખેલાદાણાને, ખાવાના લોભથી તેમાં પેંશતાંજ નાશ પામે છે. માટે તેમન કરતાં દિવસે દિવસે પોતાના સત્કર્મો વધારવામાં શાસ્ત્ર શ્રવણ કરી તે પ્રમાણે વર્તવામાં, જ્ઞાન મેળવવામાં, અને સત્સંગ કરવામા

જો લોભનો ઉપયોગ કરશો તો જરૂર એજ તમારો મિત્ર બનીને ઉત્તમ ફલને આપશે.

૪. મોહ નો ઊપયોગ કોઇ વસ્તુને જોઇ મોહ પામવામાં, તે મેળવ વાતેનિ પાછળ ગાંડા ઘેલા થઈ નેફરવામાં, કરવાના કૃત્યો ન કરવામાં અને અકૃત્યો કરવામાં જો કરશો તો, એ મોહ શત્રુ થઈને જરૂર તમારો નાશ કરશે. જેમ ગીતથી કે ઘંટા દિકના મોહક નાદથી મોહ પામી આકર્ષા. યેલા મૃગોનો પારધિ નાશ કર છે. માટે તેમ ન કરતાં પરમાત્માના ગુણ પાછળ ગાંડા ઘેલા થવામાં, અહો તે કેવા અચિન્ત્ય શકિતવાન્ છે કે જેમણે આ, નાનાપ્રકારની વિચિત્ર ઘટનાવાળું તેમજ જેમાં જલ, અન્ન, ફલપુષ્પો ભરેલા છે એવું આ વિશ્વ નિર્માણ કર્યું છે અહો એ કેવા દયાળુ છે કે પોતાનો ભક્ત હોય વા અભક્ત હોય, પાપી હોય વા પુણ્યવાન હોય ગમે તે હોય પણ દરેકનું પોષણ કર છે એ પ્રમાણે તેમના ગુણો જોઈ તેમ ને મેળવવા ગાંડા થઇ ફરવામાં જો એ મોહનો ઊપયોગ કરશોતો જરૂર એ મોહ મિત્ર બનિને તમને ભાગ્યવાન્ બનાવશે.

૫. મદ-(ગર્વ) નો ઉપયોગ હુંબલવાન છું, હું અન્યથી ઘણો સુખી છુ અન્ય મારે નાના પ્રકારના ભોગો છે, ઘણા માણસોનો હું ઉપરી છું. મારા જેવો બીજો કોણ છે. એવી રીતે કરશો તો એ મદ શત્રુ થઇ, જરૂરત મને દુઃખો આપશે માટે તેમ ન કરતાં પારકાંનુ ભલું કરવામાં, પોતે સદ્વર્તન રખાવવામાં, અન્યની ઉન્નતિ કરવામાં જો મદનો ઉપયોગ કરશો તો જરૂર તમારાઉપર પરમેશ્વર પોતે પ્રસન્ન થશે.

૭-માત્સર્ય ( ઇર્ષ્યા ) નો અન્યની ઉન્નતિ નહિ જોવામાં, પારકાનું શુભ થયું જોઇ નહિ રાજી રહેવામાં કે કોઈનું અહિત કરવામાં ઊપયોગ જે કરશો તો જરૂર એ માત્સર્ય શત્રુ થઇને તમારો નાશ કરશે. માટે

તેમ ન કરતાં અન્યના સદ્દગુણોને જોઇ તેથી પણ પોતાના સદ્દગુણો વધારવામાં બીજાની ઉન્નતિથી રાજી રહી તેથી પણ વધારે પોતાની ઉન્નતિ કરવામાં, દાન ધર્મ નહિં કરતા એવા પોતાના હાથઉપર, પ્રભુનું નામો ચ્ચારણ ન કરતી પોતાની જીહવા ઉપર માત્સર્યનો ઉપયોગ કરશોતો જરૂર એ માત્સર્ય તમારો મિત્ર થઈ ને ઇચ્છિત મનોરથો આપશે૦ ॥ ૐ શાન્તિઃ

સમાપ્ત.



# श्रीगदगंजन औषधालयनी अनुभवसिद्ध दवाओ ।

## कामेश्वरी वटी.

કોઇ પણ કારણથી દુર્બલ થયેલી ધાતુને દૃઢ બનાવે છે, ક્ષીણ થયેલા પુરૂષત્વને પાછું બક્ષે છે, શરીર મજબુત કરે છે ચ્હેરો તેજદાર કરે છે, એકંદર તમામ ધાતુવિકારોને નાબુદ કરી મનુષ્યને તનદુરસ્ત કરે છે. એકવાર અનુભવ ( ખાતરી ) કરો ગોળી ૪૦ ની ડબ્બી ૧ ની કીં. રૂ. ૨

## गर्भाशयशोधिनी वटी—यथा नाम तथा गुणाः ।

સ્ત્રીઓના ગર્ભાશયના સર્વ રોગને મટાડી ગર્ભધારણ કરવાની યોગ્યતા આપે છે, પ્રજાને માટે પ્રયત્ન કરી નિરાશ થયેલાં ને આ ગોળીઓ એક આશીરવાદસમાન છે, પેઢાનો દુખાવો, કળતર અનિયમિત ઋતુ વિગેરેમાં ઉત્તમ ફાયદો કરેછે. ગોળી ૪૦ ની ડબ્બી ૧ ની કીં. રૂ. ૧॥,

## बालपोषिणी वटी.

બાળક રોજ રોજ ગળતું જતું હોય, ઝાડા થતા હોય, ઝીણું તાવ રહેતો હોય, ખાંસી થઇ હોય તેમાં આ ગોળી અવશ્ય આપવા જેવી છે એનાથી એ રોગો બિલકુલ નાબુદ થાય છે અને બાળક મજબુત તથા હૃષ્ટપુષ્ટ બને છે વળી એ ગોળી. સારાં બાળકને પણ ચાલુ રાખવાથી કોઈ રોગ થતો નથી. ગોળી ૩૦ ની ડબ્બી ૧ ની કીં. રૂ. ૧.

## नेत्रांजन.

આ અંજન સાચાં મોતી વગેરેથી બનાવવામાં આવે છે. એ આંજવાથી નેત્રની તમામ બલા દુર થાય છે, આંખમાં ઠંડક વળે છે, દૃષ્ટિ તેજદાર થાય છે, વાંચનારાઓને માટે એ અંજન આશીર્વાદ જેવું છે, વળી ઝાંખ, ફુલ, આંખ બળવી વગેરે નેત્રરોગમાં એ અત્યંત ઉપયોગી છે. ૦॥ તોલાની ડબ્બી ૧ ની કીં. રૂ. ૧।.

એ સિવાય અમારા ઔષધાલયમાં બધા રોગોની દવાઓ મળે છે.

**अंकलेश्वर गदगंजन औषधालय,**
**श्री गोवर्धननाथजीना मंदीर**
**आगल.**

**वैद्यशास्त्री—**
**मणिशंकर भानुशंकर.**

# સહાયક શ્રેણી

પ્રથમ રત્નના સહાયક રા. રા. શેઠ મોનજી સુંદર

દ્વિતીય. ,, ,, રા. રા. શેઠ શ્રીકૃષ્ણદાસ.

## વિશેષ.

આ, તૃતીય રત્નની છપામણી રા. રા. પરમ શેઠ વલ્લભદાસ વિશનદાસે પોતાના વડિલ બંધુ દાસના, શ્રીકૃષ્ણ ચરણારવિંદવાસિ ધર્મપત્નિ, શ્યામાબાઇના કલ્યાણાર્થ આપી છે. હવે પછી અન્ય તરફથી સહાયતા મળે ચતુર્થ રત્ન છપાવાશે.

ડો. ભુવનેશ્વર ચકલો.
દાઉજીનીગલી, મોદીનોમાળો ચોથે દાદરે,
શ્રીવૈષ્ણવધર્મ મણિરત્નમાળા કાર્યાલય.

પ્રિન્ટર બી. પી. [illegible] પ્રીટીંગ પ્રેસ, [illegible], મુંબઇ. ૨.